ફોનોગ્રાફ સંગ્રહ ઉતારનાર પ્રતિ મ્હારી દિલગીરી–પૂજ્યભાવ! અને જેમ જેમ તે ભજન ગવાતું ગયું તેમ તેમ તેઓ તરફનો મ્હારો નિરાદર–તિરસ્કાર, તેમનાપર ગાળોનો વર્ષાદ, ફોનોગ્રાફ જેવી નિર્જીવ વસ્તુપર મ્હારો ક્રોધ, મ્હારી જાતપર પણ અણગમો–અરે! સમસ્ત સંસાર પણ મ્હને આ વખતે [illegible] ઝેર લાગ્યો!!! યદિ તે વખતના મ્હારા સ્નૅપશૉટથી ફોટા પાડી લીધા હતે તો સીનેમાની એક 'અશાંતિનીમૂર્તિ' નામક ઉત્તમ ફીલ્મ બનતે! મ્હારો મિત્ર જે ઉંઘતો જણાતો હતો તેણે બેઠા થઈ ઠંડે કલેજે જરા અટ્ટહાસ્યથી પૂછ્યું 'કેમ શી ધાંધલ છે?' હું ત્હેના પર ઉતરી પડ્યો. મરે જહાન્નમમાં જાઓ તું ને ત્હારૂં ફોનોગ્રાફ–શાપ હજો આવા બહુ ઉતાવળા–ધીમા તોતડા અસ્પષ્ટ શબ્દો સંભળાવતા ફોનોગ્રાફના બનાવનારપર! લાનત છે આવા મહાકલીષ્ટ કર્કશ અર્ધાશબ્દ સંભળાવી બાકીનાને બદલે મોટરના ભૂંગળા માફક 'કૂઅં કૂઅં–કૂઅં' કરી નાદ બ્રહ્મની ખાના ખરાબી કરનાર રેકર્ડમાં ભજન ઉતારનારપર.........'અને સાથે સાથે દયા અનુકમ્પા હો ત્હારા જેવા વસ્તુસ્થિતિને નહિ જોનાર ભોળીઆપર', મ્હારા મિત્રે ઉમેર્યું! હું બહુ ઉશ્કેરાઈ ગયો હતો. મ્હારા મિત્રે વાંસો થાબડી કહ્યું 'ભાઇ સાવધ થા શાંત થા–વિચાર કર ત્હને શું ભૂત ભરાયું છે! ત્હેં આજ ફોનોગ્રાફ અને આ જ ભજન કેટલીએ વેળા સાંભળેલું? અરે! ભજન શરૂ થતાં પહેલાંજ તું કેટલી પ્રશંસા કરતો હતો અને હવે આમ દોષ ક્યાં દે છે? મ્હેં તને પ્રથમથીજ નહોતું કહ્યું કે 'અનાડી લોકોએ તે બગાડી નાંખ્યું છે'! મૂળે આ ફોનોગ્રાફ, રેકર્ડ કે ગાનારમાં કંઈ વાંધો નહોતો! પરંતુ (૧) આ ભૂગળુંજ બરાબર નહિ બેસતું હોવાથી જોઇએ તેવો પડઘો પાડી શકતું નથી. (૨) સાઉન્ડબોક્સની પીન પણ વાંકી અને બુઠ્ઠી થઇ ગઈ છે જેથી રેકર્ડને બરાબર વગાડી શકતું નથી. (૩) રેકર્ડ ગમે તેમ નાંખી રાખવાથી તે પણ ઠેક ઠેકાણે વળી ગઇ હતી, પત્થર નીચે દબાવાથી કેટલાક અક્ષર દબાઇ ગયા છે; વળી ઘરના લોકોએ પીન આડી અવળી રેકર્ડ સાથે ઘસવાથી રેકર્ડપર ચરા–લીસોટા પડી ગયા છે. (૪) કમાન પણ પૂરતા આંટા ન લેતાં વારંવાર તે ભરવી પડે છે. (૫) ધીમું ઉતાવળું કરવાની ઠેસી પણ ઢીલી થઇ ગએલી હોવાથી જોઇતા માપમાં નથી રહેતી! આમ એકજ વાતમાં કાંઇ પણ ક્ષતિ–ખામી હોય તો બરાબર ન વાગે ત્યાં સર્વે વાતે વાંધા હોય તો પછી ત્હારો શબ્દબ્રહ્મ ક્યાંથી ગાજે? આથી હું શાંત થયો અને મ્હારી ભૂલ ભાગી! તે પ્રસંગથી હું વિચાર કરૂં છું કે—

આપણા આધુનિક ગૃહસ્થાશ્રમની પણ આવી દશા નથી શું? હા. તેની દશા પણ સર્વ પ્રકારે બગડેલા ફોનાગ્રાફ માફકજ છે! જાણે કેઆપણી શોચનીય હાલતનું ભાન કરાવતું હોયનીજ શું! તેમ દૈવયોગે તે ભજનમાંથી ભારતવર્ષની પૂર્વસ્થીતિનું ગૌરવ દર્શક 'બ્રહ્મચારી, તપધારી, પરહિતકારી, સતવાદી, મુનિવર, વિદ્યાધર, ધર્મમે' નિશ્ચલ, ઉન્નતિ શીખર' આદિ શબ્દને સ્થાને કેવળ 'ક્રૂં ક્રૂં' થતું—અર્થાત્ હાલ તેમાંનું કાંઇ નહિ મળે! જ્યારે આશ્ચર્યકારક રીતે 'પાપીઠીથામી, હુવે વ્યસની વેસ્યાગામી, વિદ્યાહીન વામી, નિમકહરામી, દયા—ધર્મ બિસારા, પ્રભુ નહિ પ્યારા, મન—શરીર બીગાડા, વર્ણાશ્રમ છોડા, સંપકો તોડા, દેશ ડુબોડા.' આદિ આધુનિક અધો-ગતિદર્શક દરેક શબ્દ સર્વથી વિશેષ સ્પષ્ટ સ્હમજાતા!! જેવી રીતે નિરસ-કઢંગા—અસ્પષ્ટ—કર્કશ ભજનથી મ્હારૂં પાછી આવ્યું અને આવેશમાં તેના બનાવનાર તથા ગાયક પ્રતિ તિરસ્કારયુક્ત શબ્દપ્રયોગ થઇ ગયો, તેમ આપણા ગૃહસ્થાશ્રમના ક્લેશ—કલહ—વિટંબણાઓ, બલ્કે તેને નરકધામમાં ફેરવી નાંખનારી અનેક પરિસ્થીતિઓથી ત્રાસી, મનુષ્ય ઉદ્વેગમાં, સંસારને અસાર, પ્રપંચમય, દુઃખસાગર કહી તેના રચયિતા તથા તેની સુવ્યવસ્થા માટે મર્યાદા બાંધી જનાર રૂષિમુનીઓ—સ્મૃતિ શાસ્ત્રકારોપ્રતિ ઘૃણા—નિરાદરથી જુએ છે! યદિ શાંત મને મનુષ્ય આ સંસારની રમ્યરચના તથા શાસ્ત્ર-કારોએ બાંધેલી સુંદર મર્યાદાપર ઉંડો વિચાર કરે, તો તેને બોધ થશે કે સંસાર દુઃખરૂપ—દુઃખ માટે નથી; કિન્તુ તેતો સ્વર્ગધામ છે. સત્કર્મો કરતો જીવાત્મા તેમાંથીજ પરમધામ—મોક્ષને પ્રાપ્ત કરી શકે છે! સુવ્યવસ્થિત ફોનોગ્રાફના લલિત ભજનથી જેમ તે ડોલાયમાન થઇ જાય છે, તેમ શાસ્ત્ર મર્યાદાનુ-કૂળ વર્તન કરી મનુષ્ય પરમાનંદને પ્રાપ્ત કરી શકે છે!

આ મર્યાદા તે સંસ્કાર છે. કોઇ પણ વસ્તુ સંસ્કાર શીવાય શુદ્ધ—સુંદર, સુદૃઢ થતી નથી. કોલસામાંથી જૂદો કાઢેલો હીરો પણ પહેલ પાડી, પૉલીશ કરવામાં ન આવે ત્યાં સુધી તે પ્રકાશતો નથી અને તે પણ સુવર્ણની અંગુઠિ-માં વા હારમાં બરાબર બેસાડી પહેરાય ત્યારેજ તેની અનેરી શોભા દેખાય છે! એમ તો જંગલમાં અનેક વૃક્ષ, વેલ, છોડ ઉત્પન્ન થાય છે પરંતુ હુશી-આર માળી સુરચનાપૂર્વક સુંદર વૃક્ષાદિ ઉગાડી તેની યોગ્ય કાળજી લે છે ત્યારેજ શોભાયમાન વાટિકાઓ, સુગંધિત પુષ્પ તથા સુસ્વાદુ ફળો આપે છે. મનુષ્ય અંગપ્રત્યંગ સર્વાંગ સુંદર અને મજબૂત બને, તે જ્ઞાન અને ચારિ-ત્ર્યવાન બને, પ્રભુનો સાચો ભકત બને—ટુંકમાં ઇહલૌકિક અને પારલૌકિક

શ્રેયસ્ તે સરળતાથી સાધી શકે, એ હેતુથી આપણા પૂર્વજ રૂષીમુનીયોએ સોળ સંસ્કારની મર્યાદા બાંધેલી; જેનો દુર્ભાગ્યે ઘણા વર્ષોથી લોપ થઇ ગયો છે. કેટલાક સંસ્કાર "સાપ ગયા ને લીસોટા રહ્યા" વત્ થાય છે ખરા, પરંતુ તેથી સંસ્કારનો હેતુ જળવાતો નથીજ. હીરાને પહેલ ક્યાં અને કેવા પાડવા જેથી છીરમો–છાંટા–દોષો નીકળી તે ઉત્તમ થાય? તે જાણ્યા વિના એમજ ઘસે તો ઉલટો લાખનો હીરો બાર હજારનો થઇ જાય! તેમજ સંસ્કારને સ્થાને ખોટા સંસ્કાર–સંસ્કારાભાસો થવાથી મનુષ્ય જન્મ નિરર્થક જાય છે.

વિવાહ સંસ્કાર એ સર્વ સંસ્કારોનું મૂળ છે. યદિ યથાવિધિ તે સંસ્કાર થાય તો આ સંસારમાં ભાસતા ઘણા કલેશો દૂર થઇ જાય. મહાશોકની વાત છે કે સૌથી વધારે ખરાબી એજ સંસ્કારની થઇ છે. પેલા ફોનોગ્રાફની માફક તેમાં સર્વ વાતે બીગાડો થયો છે. ફોનોગ્રાફના કઢંગા કામચલાઉ ભુંગળાની માફક પ્રથમ તો વર્ણ વ્યવસ્થાજ બગડેલી છે, ત્યાં વિરૂદ્ધ ગુણી ભિન્નભિન્ન કર્મ–સ્વભાવવાળાનું જોડાણ થાય તેનો પડઘો–પ્રતિભા કેવાં પડી શકે? પશ્ચિમના 'સાયન્સ ઓફ યુજેનીકસ' અર્થાત્ મનુષ્ય જાતિ શ્રેષ્ઠ કેમ બનાવી શકાય તેના પ્રચારકો ભાર મૂકીને એમ જણાવે છે કે **"ઉંચી કોટીના મનુષ્ય બનાવવાને માટે વિવાહની ઉત્તમ પ્રથા** અનીવાર્ય અને આવસ્યકીય છે." એ ઉત્તમ પ્રથામાં ગુણ કર્મ, સ્વભાવનું મળતાપણું પ્રથમ વિચારવું જોઇએ. (૨) જેમ ફોનોગ્રાફનું સાઉન્ડબોકસ વાંકું અને પીન બુઠ્ઠી હોવાથી તે રેકર્ડના શબ્દ બરાબર ઉઠાવી શકતું નથી, તેમજ આપણામાં વાંકડાથી વર બાંકેરાવ બની ગયા છે. તથા તેના અભિમાનમાં નિરક્ષર–નિરૂદ્યમી રહી બુદ્ધિના બુઠ્ઠા પણ બને છે. તેથી વધુનો ભાવ તેઓ પામી શકતા નથી–અર્થાત્ તેને પૂર્ણ સંતોષ આપી શકતા નથી. જે વાંકડાની પ્રથા સંભવતઃ એ માટે નીકળી હોય કે એક ગૃહસ્થ બાપના પુત્રપુત્રીઓમાંથી પુત્રને હિંદુદાયવિભાગ પ્રમાણે સર્વ ધન જન્મથી મેળવવાનો હક્ક પ્રાપ્ત થાય છે ત્યાં પુત્રીને બિચારીને જ્યાં પરણાવીને નાંખો ત્યાંજ તેની જે દશા થાય તે ખરી! તેથી પુત્રીપ્રતિ કાંઇક લાગણીથી પ્રેરાઇ બાપ તેને માટે અમુક રકમ એલાહીદી કાઢી આપે જેથી પોતાના કુટુંબની નિર્ધન અવસ્થામાં (ભાઈ વિગેરે તેનો ભાવ ન પણ પૂછે તો એ) પેલી રકમમાંથી કાંઇ આધાર મેળવી શકે, આવા હેતુથી જૂદી રખાતી રકમ, હાલ જમાઇઓ હક્ક તરીકે (પુત્રને જન્મથી દાયભાગના હક્કની માફક) વિવા-

ઢની વાત કરતાંજ વાંકડાના નામે પડાવે છે ! અને તેમાંનો કેટલોક ભાગ તો વરપક્ષના સગાંઓમાં વહેંચાઇ સ્વાહા થઇ જાય છે ! ! વધુનો બાપ ગૃહસ્થ હોય અને આવી રીતે કોઇ રકમ પુત્રી જમાઇ તથા તેની સંતતિના લાભાર્થે કાઢી આપતો હોય, તે એક રીતે ઠીકજ છે. પરંતુ શક્તિ ન હોય અને ખોટા કુળાભિમાનને નામે ખેંચાઇ સ્નેહલતાના કષ્ટમય પ્રસંગનું સ્મરણ કરાવે તે કોઈ પણ રીતે ઉદાર અનાવીલને છાજતું નથીજ. માટે જેની વધારે પૈસાથી આંકણી (વિક્રય) થાય તેજ સર્વગુણ સંપન્ન વર અને જે મોટો વાંકડો આપી શકે તેજ સુશીલ કન્યા એ હલકી રૂઢીને સ્થાને વિદ્યા-ગુણ-ચરિત્રવાળા વર વધુ પસંદ કરી મનુષ્યજીવનનું ફોનોગ્રાફ જેમ જનસમાજને આલ્હાદક અને સુખદાઇ થાય તેમ કરવું જોઇએ.

(૩) ફોનોગ્રાફની રેકર્ડ જો તાપમાં અથવા બહુ સૂકી હવામાં રાખીએ તો તે વળી જાય છે તેમ કન્યાઓની દરકાર ન કરતાં ઘાસ જેમ તેની મેળેજ ઉગે છે ને વધે છે, તેમ કન્યાને ઉછેરતાં તેની કેળવણીની તથા તેની ફરજો સમજાવવાનો જો શ્રમ ન લેવાય તો તેઓ અભણ મંદ સંસ્કારની રહેવાથી કર્કશા બની પોતાનું તથા કુટુંબી જનોનું જીવન ક્લેશમય કરે છે. યદિ તેનાપર દબાવ-જુલમ-મારઝુડ કરાય, તો જેમ રેકર્ડપર પત્થર મૂકવાથી ઉલટા અક્ષર દબાઈ જાય છે તેમ તેના સહજ (સ્ત્રીત્વના) ગુણ પણ દબાઇ જાય છે. તે નિષ્ઠુર-લાગણી વિનાની થઇ જાય છે. વળી સાસુ નણંદાદિના મહેણા ટોણાં અને પતિને ભંભેરી વહુ સાથે અથડાઅથડી કરાવવાથી રેકર્ડના લીસોટા-ચરાની માફક સ્ત્રીના હૃદયમાં ચીરા પડી જાય છે ! તે પોતાને મહા દુઃખી માને છે અને મરણ ઇચ્છે છે; અરે ! આત્મહત્યા કરવા સુધીની પણ નૌબત પહોંચે છે ! આમ માબાપો કન્યાને નિમિત્ત વાંકડા તથા કર કરીઆવરમાં પૈસા બગાડી લેવાતી ખોટી મોટાઇને સ્થાને પોતાની કન્યા બહુ શાણી, વિદુષી, કુટુંબ ઉદ્ધારિણી મનાય, તે માટે તેમની કેળવણી તથા સંસ્કાર સુધારવા યત્ન કરે તો કેવું ઉત્તમ ? સંસાર સ્વર્ગધામ બનાવવાને પછી કાંઇ ખામી આવેજ નહિ.

કમાનના આંટા ઓછા અને ઠેસી ઢીલીના માફક દંપતીનું આયુષ્ય ટુંકુ અને ઇંદ્રિય નિગ્રહ કમ, એ બધું અબ્રહ્મચર્યને લઇનેજ ! બાળકોને જન્મ આપી સુસંસ્કાર પૂર્વક ઉછેરી વિદ્યા, વિનય, સદ્ગુણ યુક્ત કરી, પૂર્ણ બ્રહ્મચર્ય પળાવી, પછી ગુણ-કર્મ-સ્વભાવને મળતી જોડી જોવાને સ્થાને

ન્હાનપણથીજ લગ્નનામી અખંડ અગ્નિ ચિતામાં તે આંખોના તારારૂપ પ્યારા બચ્ચાંને હડસેલી નાંખવા, તે નિર્દય અને શરમ ભરેલું નથી શું?

સુભાગ્યે આ દુઃખદ પરિસ્થીતિ શાશ્વત–હંમેશને માટે નથી, એ બીના આશ્વાસન લેવા જેવી છે. એતો જેમ ફોનોગ્રાફને અનાડીઓએ બગાડયું અને તેથી તે આટલું બધુ ઘૃણા ઉપજાવનારૂં થયું, તેમજ વચલા અંધકારના જમાનામાં અદૂરદર્શીઓએ સ્વાર્થાંધ ગુરૂ–ગોરોએ સંસ્કારોની પરિપાટી વિસારી, અથવા વધુ ધન હરવા નવાં લફરાં ઉભાં કર્યા! ડોશી શાસ્ત્રે હમારા કુલ–ગોત્રમાં આમ ને તેમ કરી કરીને ઉલટો તેમાં વધુ બગાડો કર્યો, તેથી આપણા ગૃહસ્થાશ્રમનું આવું વિરૂપ–ભયાનક સ્વરૂપ થઇ ગયું છે. વાસ્તવમાં આ ગૃહસ્થાશ્રમને પ્રાચીન શાસ્ત્રકારોએ તો સર્વાંગ સુંદર બનાવ્યો હતો.

**कार्यः शरीरसंस्कारः पावनः प्रेत्य चेहच ॥** મનુ મહારાજ કહે છે કે ઇહિલૌકિક અને પારલૌકિક પવિત્રતા–ભલાઇ કરનાર શરીરના સંસ્કાર કરવા જોઇએ. મહર્ષિ ગણોએ આમ જૂદા જૂદા શારીરીક માનસિક આત્મિક શુદ્ધિ–પવિત્રતા દ્રઢતા માટે સોળ સંસ્કાર યોજ્યા હતા જેનો સંગ્રહ ગૃહ્યસૂત્રો વા કલ્પસૂત્રોમાં ભર્યો પડેલો હતો. આર્ય જાતી પોતાના આવા મહાન્ ખજાનાનો પરિત્યાગ કરી હાલના સાયન્સ ઓફ યુજેનીક્સ –શીક્ષણ શાસ્ત્રાદિપર ફિદા થઇ જતી હતી તેને પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રી સ્વામી દયાનંદ સરસ્વતીજી મહારાજે વેદ તથા સૂત્ર ગ્રંથોમાંથી ૧૬ સંસ્કારનો સંગ્રહ કરી સંસ્કાર વિધિ લખી બતાવી આપ્યું કે, યદિ હાલનું સાયન્સ, શ્રેષ્ઠ મનુષ્ય પેદા કરવા માટે વિવાહની ઠીક વ્યવસ્થા કરવા કહે છે તો તેના ઉપદેષ્ટા હજી તે વ્યવસ્થામાં પણ થતા પરિત્યાગો (ડાઇવોર્સ) આદિ દોષોનો નીકાલ નથી કરી શકતા, તેઓ તો લગ્નને કરાર કહે છે, જ્યારે આપણા શાસ્ત્રો તેને ધાર્મિક સંસ્કાર બતાવે છે! ત્યાંના શિક્ષણ શાસ્ત્રીઓ એ કે અઢી વર્ષથી શિક્ષણ ચાલુ કરવાનું બોધે છે, જ્યારે અહીં તો ગર્ભથીજ શિક્ષણ આપવાની વ્યવસ્થા છે! માટે અય રૂષિ સન્તાન! આપણા પ્રાચીન ગૌરવને પ્રકટાવનાર, આપણી જાતીયતાની વૃદ્ધિ કરનાર, અંતઃકરણને પવિત્ર કરનાર, શરીરને સુદ્દઢ કરનાર, ટુંકમાં સર્વ પ્રકારે શ્રેયસ્કર સોળસંસ્કાર કરવામાં કદિ પણ પ્રમાદ કરવો નહિ.

પરમાત્માની પરમ કૃપાથી આજ વિવાહ જેવો પરમ પુનિત સંસ્કાર કરાવવાનું સૌભાગ્ય મ્હને પ્રાપ્ત થાય છે, જેને માટે હું તે દયાળુ ભગવાનનો

કોટિશઃ ધન્યવાદ ગાઉંછું. હમો સંતતિ વિનાના છીએ અને આજ વિવાહ-નાર બ્હેન દેવલક્ષ્મી હમારી સાળીનાં પુત્રી થાય છે. તે અઢી વર્ષની અત્યંત બાલ્યાવસ્થામાં માતપિતા વિહોણી થઇ ગઇ હતી, તેના પિતા સદ્ગત્ વશી ખુશાલભાઇ કુંવરજી અગ્રામાવાલાની અંતિમ ઇચ્છા ત્હેને હમારી રક્ષામાં સોંપવાની હતી; અને તે ઇચ્છાને માન આપી હમોએ તેને પુત્રીવત્ પાળી છે. તેના માસીને અને મ્હને બ્હેન દેવલક્ષ્મીએ પોતાના વિનય અને સદ્ગુ-ણોથી બહુ સંતોષ આપ્યો છે. હમોએ યથાશક્તિ ત્હેને શિક્ષણ આપી આપણી હાલની સામાજીક પરિસ્થિતિમાં શક્ય તેટલે અંશે પ્રયત્ન કરી આજનો વિવાહ સંસ્કાર યોજ્યો છે. પરમાત્મા કૃપા કરે કે આ દંપતી શાસ્ત્ર મર્યાદા સેવતા પોતાનો ગૃહસ્થ ધર્મ સુખરૂપ ગાળે, **इतिशुभम्** ॥

આર્ય ધર્મનો સેવક

**મકનજી મોરારજી-વેડછા.**



॥ ओ३म् ॥

# વિવાહ સંસ્કાર વિધિ.

**વિવાહઃ**—પૂર્ણ બ્રહ્મચર્યવ્રત, વિદ્યા તથા બળની પ્રાપ્તિ કર્યાપછી સર્વ પ્રકારે શુભ ગુણ, કર્મ તથા સ્વભાવમાં પરસ્પર સમાન સ્ત્રી પુરૂષોએ પ્રીતિયુક્ત થઈ ધર્માનુકુળ સંતાનોત્પત્તિ તથા પોતપોતાના વર્ણાશ્રમ અનુકુળ ઉત્તમ કર્મ કરવા સારૂ યથાવિધિ સંબંધ બાંધવો તે વિવાહ; ટુંકામાં ઐહિક અને પારલૌકિક સુખની પ્રાપ્તિ અર્થે સ્ત્રી પુરૂષે એકત્ર અને એક વિચારે રહેવાને યથાવિધિ કરેલો જે ઠરાવ—પ્રતિજ્ઞા તે વિવાહ જાણવો.

**વિવાહકાલઃ**—ઉત્તરાયણ શુક્લપક્ષમાં શુભ દિવસ અર્થાત્ જે દિવસે મન પ્રસન્ન હોય તે દિવસે વિવાહ કરવો જોઇએ. કેટલાક આચાર્યોનો મત એવો છે કે કોઇપણ વખતે વિવાહ કરવો. જેમ કેઃ—**सार्वकालमेके विवाहम् ॥ आश्व० गृह्य सूत्र. अ. १कं० ४ सू० २.**

**વધુવરની યોગ્યતાઃ**—

૧ બ્રહ્મચર્ય ધારણ કરી ચાર, ત્રણ, બે અથવા એક વેદ સાંગોપાંગ ભણી અખંડિત બ્રહ્મચર્ય પાલન કરી પછી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરવો.

૨ ઉત્તમ રીતે બ્રહ્મચર્ય તથા વિદ્યા આદિ ગ્રહણ કર્યા પછી ગુરુની આજ્ઞા લઈ સ્નાતક બની પછી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્યે પોતપોતાના વર્ણનાં ઉત્તમ લક્ષણયુક્ત સ્ત્રી પુરૂષે વિવાહ સંબંધ બાંધવો.

૩ દ્વિજોએ પોતપોતાની માતાની ૭ પેઢી અને પિતાના ગોત્રની બહાર વિવાહ સંબંધ બાંધવો

૪ વિવાહમાં નીચે લખેલાં દશ કુળોનો ત્યાગ કરવો.—( ૧ ) જે કુળ ઉત્તમ ક્રિયાથી રહિત હોય, (૨) જે કુળમાં કોઇપણ ધર્માત્મા પુરૂષ ન હોય, ( ૩ ) કોઈ વિદ્વાન્ ન હોય, ( ૪ ) શરીર ઉપર મોટાં મોટાં રૂવાં હોય, (૫) અર્શ (હરસ)નો રોગ હોય, (૬) ક્ષય રોગ હોય, (૭) મંદાગ્નિ આમાશયનો રોગ હોય, (૮) મૃગી (આંચકી—હીસ્ટીરીઆ) નો રોગ હોય, (૯) સફેદ કોઢ હોય અને (૧૦) જે કુળમાં

ગલિત કુષ્ઠ જેને લીધે હાથ પગનાં આંગળાં ગળી જઇ તૂટી પડે છે તે રોગ હોય. ( હાલના સાયન્સ ઓફ યુજેનીક્સના પણ આવાજ સિદ્ધાન્ત છે આમ કરવાનો હેતુ એ છે કે રોગો આેધે ઉતરી ન આવતાં તે જનસમાજમાંથી તદ્દન નાબુદ થાય. )

૫ સુંદર, અને સુદૃઢ અંગ, ઉત્તમ નામ, ઉત્તમ ચાલ આદિ વાળાં સ્ત્રી પુરૂષનો સંબંધ બાંધવો જોઇએ. નદી, પર્વત, ક્રુર પ્રાણી આદિનાં નામવાળાં કોઇ હોવાં ન જોઇએ. ( મનુસ્મૃતિ અ૦ ૩ જુઓ. )

૬ ઋગ્વેદમાં વિવાહ માટે નીચે પ્રમાણે સૂચન છે.

૧ જેમ નદી સમુદ્રને પ્રાપ્ત થઇ સ્થિત થાય છે, તેમ બ્રહ્મચર્ય અને વિદ્યાયુક્ત યુવાન સ્ત્રી પોતાને પ્રિય તથા શુભ લક્ષણયુક્ત યુવાન પતિને પ્રાપ્ત થાય છે. તે બ્રહ્મચારી પુરૂષ શુદ્ધ ગુણ તથા વીર્યાદિથી યુક્ત થઇ યુવતી સ્ત્રીને પ્રાપ્ત થાય છે.

૨ જેમ વિદ્યુત્ અગ્નિ ( વિજળી ) અંતરિક્ષમાં જળનું શોધન કરે છે તેમ સ્ત્રી પુરૂષના હૃદયમાં રહેલો સુપ્રકાશિત પ્રેમ અત્યંત આનંદ અને ઉત્તમ સંતાન પ્રાપ્ત કરે છે.

૩ જે રાજ્ય, નગર કે ગૃહમાં ઉત્પન્ન થએલી પ્રજા બ્રહ્મચર્ય અને ઉત્તમ શિક્ષા વડે શારીરિક, માનસિક અને આત્મિક બળ પ્રાપ્ત કરે છે, અને મિથ્યા ભાષણ, દ્રોહ તથા હિંસા આદિ દુર્ગુણોથી રહિત થાય છે તેમજ યુવાવસ્થામાં વિવાહ કરી પ્રસન્નતાપૂર્વક વિધિયુક્ત સંતાનોત્પત્તિ કરે છે તેમનાજ ગૃહાશ્રમમાં ઉત્તમ સંતાન જન્મે છે, અને સદૈવ સુખ વધારતા રહે છે, માટે હે સ્ત્રી વા પુરૂષ તું વિદ્વાનોની રક્ષા કર.

૪ હે મનુષ્ય ! પૂર્વોક્ત લક્ષણયુક્ત જે યુવાન પુરૂષ સર્વ રીતે પરીક્ષા કરીને ઉત્તમ કુળમાં ઉત્પન્ન થએલી વિદ્યા, સુશીલતા આદિ શુભ ગુણયુક્ત હૃદય પ્રિય સ્ત્રીને પ્રાપ્ત થાય છે અને જે સ્ત્રી વિવાહવડે સ્વામીની ઇચ્છા કરતી, પોતાના સમાન હૃદયવાળા પ્રિય પતિને પ્રાપ્ત થાય છે તેજ પુરૂષ અથવા સ્ત્રી ગૃહસ્થાશ્રમમાં અત્યંત વિદ્યા, ધન ધાન્ય યુક્ત થાય છે અને રથના બે પૈડાંથી માફક સમાન રીતે પરસ્પર પ્રિય વચનથી ગૃહસ્થાશ્રમનો સઘળો ભાર ઉઠાવી શકેછે, તથા અસંખ્ય ઉત્તમ કાર્યો સિદ્ધ કરી શકે છે. ઇત્યાદિ.

**વર વધુની વય અને વર્ણ:**—સમાન વય અને સમાન વર્ણમ વિવાહ થવો જોઇએ. એનો વાસ્તવિક અર્થ શાસ્ત્રોમાં નીચે પ્રમાણે છેઃ—

સુશ્રુતકાર વયના સંબંધમાં કહે છે કેઃ—

**पंचविंशति ततो वर्षे पुमान् नारी तु षोडशे ॥**

પચીસ વર્ષનો પુરૂષ અને સોળ વર્ષની સ્ત્રી એ શારીરિક દૃષ્ટિએ સાધારણ રીતે પરિપક્વ અને સમાન છે, ૪૮ વર્ષનો પુરૂષ અને ૨૪ વર્ષની સ્ત્રી ઉત્તમ પરિપક્વ અને સમાન છે, જો બન્ને અખંડિત બ્રહ્મચારી હોય તો

વર્ણના સંબંધમાં સ્મૃતિ તથા વેદ આદિનો સર્વત્ર નીચે પ્રમાણે ઉપદેશ છે.

ગુણ કર્મ સ્વભાવ ઉપરથી વર્ણ નીચે પ્રમાણે સમાન ગણાય છે.

જે પુરૂષ વા સ્ત્રી વિદ્વાન્, ધર્માત્મા, પરોપકારી, જીતેંન્દ્રિય, મિથ્યા ભાષણાદિ દોષરહિત, વિદ્યા અને ધર્મ પ્રચારમાં તત્પર રહે અર્થાત્ ભણવા ભણાવવાનું કામ કરે તેને બ્રાહ્મણ કે બ્રાહ્મણી જાણવી.

વિદ્યા, બલ, શૌર્ય, ન્યાયકારિત્વાદિ ગુણ જેનામાં હોય અને સર્વત્ર ધર્મ તથા ધાર્મિક પ્રાણીઓનું રક્ષણ કરવાનું કાર્ય કરતા હોય તે ક્ષત્રિય કે ક્ષત્રિયા જાણો.

જે વિદ્વાન્, ધનવાન્ થઇ કૃષિ, પશુપાલન, વ્યાપાર, હુન્નર, આદિમાં ચતુર હોઇ સર્વત્ર ધર્મ તથા ધાર્મિક પ્રાણીઓનું પોષણ કરે તે વૈસ્ય કે વૈસ્યા જાણો.

આધુનિક સમયમાં વર્ણ વ્યવસ્થા તથા કૂળ આદિ કેવળ જન્મ ઉપરજ નક્કી કરી નાખેલ છે તેથી સર્વની અધોગતિ થઇ છે. પ્રાચીન કાળમાં જયાં સુધી ગુણ કર્મ પ્રમાણે વર્ણ વ્યવસ્થા હતી ત્યાં સુધી સર્વની ઉન્નતિ કાયમ રહી હતી, કેમકે ઉત્તમ વર્ણવાળો નીચ થવાના ભયથી અશુભ કર્મો છોડી ઉત્તમ કર્મોજ કર્યા કરતો, અને નીચ વર્ણવાળો ઉત્તમ થવાની આશાથી નઠારાં કર્મો છોડી સારાં કર્મમાં પ્રવૃત્ત થતો; આથી ઉત્તમતાનેજ ઉત્તેજન મળતું. અંગ્રેજી રાજ્ય પહેલાં ભણાવવાનું કામ કેવળ જન્માભિમાની બ્રાહ્મણો ના હાથમાંજ હતું તે હવે કોના હાથમાં ગયું? શું બ્રાહ્મણોના વંશજો બીજી વર્ણમાં ગણાતા શિક્ષકો પાસે ભણવા નથી મોકલતા ? આખરે સત્ય જ આગળ આવે છે. જો બ્રાહ્મણો મિથ્યા જન્માભિમાની ન બનત અને ગુણ

કર્માભિમાની બન્યા હોત તો આજે બ્રાહ્મણોની કેવી ઉત્તમ દશા હોત? હજી સમય છે જેથી વિવાહ જોડવામાં જન્માભિમાન તજી ઉત્તમ ગુણ કર્મ સ્વભાવને ઉત્તેજન આપે તો દ્વિજોની સત્વર ઉન્નતિ થવા પામશે.

**વિવાહનું વાકદાનઃ**—કુમાર પુરૂષે બુદ્ધિમતી અને આપ્ત સ્ત્રીઓ દ્વારા કન્યાની પરીક્ષા કરાવવી તેમજ કુમારી સ્ત્રીએ બુદ્ધિમાન્ અને આપ્ત પુરૂષો દ્વારા વરની પરીક્ષા કરાવવી. બન્ને પરીક્ષિત થયા પછી નીચે પ્રમાણે પરસ્પર સંવાદ કરવો.

**ओ३म् ॥ ऋतमग्ने प्रथमंजज्ञे ऋते सत्यं प्रतिष्ठितम् ।**
**यदियं कुमार्यभिजाता तदियमिह प्रतिपद्यताम् ।**
**यत्सत्यं तद्‌दृश्यताम् ॥**

**અર્થઃ**—* હે સ્ત્રી વા પુરૂષ! આ જગતની પૂર્વે (ऋत) યથાર્થ સ્વરૂપ મહત્તત્વ ઉત્પન્ન થયું હતું, અને તે મહત્તત્વમાં સત્ય ત્રિગુણાત્મક નાશ રહિત પ્રકૃતિ પ્રતિષ્ઠિત છે. જેવી રીતે પુરૂષ અને પ્રકૃતિના યોગથી આખા જગતની ઉત્પત્તિ થઈ છે તેવી રીતે હું કુમારી અથવા હું કુમાર પુરૂષ આ સમયે આપણા બંનેનો વિવાહ કરવાની સત્ય પ્રતિજ્ઞા કરૂં છું તેને આ કન્યા તથા હું વર પ્રાપ્ત થઈએ અને પોતાની પ્રતિજ્ઞાને સત્ય કરવાને માટે દૃઢોત્સાહી રહીએ.

**વિવાહ સાહિત્ય**—વધુવરે પોત પોતાને ઘેર આગલા ભાગમાં યથા શક્તિ શણગારેલ મંડપ ઉભો કરી તેમાં અથવા જગા વિશાળ હોય તો ઘર માંજ શાસ્ત્રોક્ત યજ્ઞકુંડ રચવો, આસન, હુતદ્રવ્ય, સમિધા આદિ તૈયાર રાખવાં અને તે પ્રસંગે વિદ્વાન્ બ્રાહ્મણો, ઇષ્ટમિત્રો, સગાં સંબંધી આદિ જેઓ ધાર્મિક અને સદાચારી હોય, તેમના આગમન માટે નિમંત્રણ પત્રિકા (કંકોત્રી) મોકલવાં. તેમના સ્વાગત માટે સર્વ સામગ્રી તૈયાર રાખવી. વરે સૌને વધુને ઘેર જવા સારૂ યોગ્ય વાહનો તૈયાર રાખવાં અને વધુ પક્ષવાળાએ વર તરફના મહાજનો માટે સ્વાગત સામગ્રી તૈયાર રાખવાં. જો ચાલતા જવું હોય તો વાહનની જરૂર નથી, નહિ તો હાથી, ઘોડા, પાલખી, ગાડી આદિ પોતાની શક્તિ અને અભિરૂચિ અનુસાર વાહનો અને હમેશની ઢબના (માગીતાગીને નહિ પણ પોતાની સ્થિતિ પ્રમાણે) વસ્ત્રાભૂષણો ધારણ કરવાં.

---

* આ વાક્ય ઉપલક્ષણ છે એટલે જેમ કુમારીનો સ્વીકાર કરવાનું કહ્યું છે તેમ કુમારનું પણ સ્વીકરણ સમજવું.

વાજાં વિગેરેમાં કાંઇ વાંધો નથી. પોતે સધન હોય તો સુંદર વાજા ભલે વગાડે પરંતુ રાત્રી સમયે પશુ પક્ષીને ત્રાસ ન થાય તે પણ લક્ષ રાખવું જોઇએ. દારૂખાનું તો કદી છોડવુંજ નહિ. વેશ્યાના નાચને મહાપાપ સ્હમજી શક્તિ હોય તો ગાયક મંડળી બોલાવી મંગલ ભજનો ગવરાવવાં.

**વિવાહ વિધિઃ—**

ગૃહશાન્તિઃ—વિવાહને દિવસે (જો વરે ઘણે દૂર જવાનું હોય તો તેને આગલે દિવસે) ગૃહશાન્તિ અર્થે નીચે પ્રમાણે ક્રિયા કરવી.

સ્નાનઃ—આ વખતે **ओ३म् कामवेद ते नाममदो नामासि.** આદિ (સંસ્કાર વિધિ આવૃતિ ૨ જી પૃ. ૧૧૨–૧૩) ત્રણ મંત્રોથી સુગંધિત શુદ્ધ જળવડે વર તથા વધુએ પોત પોતાને સ્થાને સ્નાન કરવું. જેનો ભાવ એ છે કે પરમાત્માએ યોજેલ આ ગૃહસ્થાશ્રમનું 'તપ' ધર્મપૂર્વક કરતા, સૃષ્ટિ સૃજનમાં હેતુ બની સ્વને ભૂલી પરોપકારી થતા જવું.

**બૃહત્ હવનઃ**—સ્નાન સંધ્યાદિથી નિવૃત્ત થઇ ઉત્તમ વસ્ત્રાલંકાર ધારણ કરી ઉત્તમ આસન ઉપર યજ્ઞકુંડ પાસે પૂર્વાભિમુખ બેસવું. વિદ્વાન્ બ્રાહ્મણો તથા ઇષ્ટમિત્રો સાથ સંસ્કારવિધિ પૃ. ૩ થી ૧૮ પ્રમાણે સ્વસ્તિવાચન, શાન્તિકરણ પાઠ કરી અગ્નિનું સ્થાપન કરી સામાન્ય હવન પ્રથમ કરવો. પછી પુરૂષ સૂક્ત, રુદ્રાધ્યાય આદિ મંત્રોવડે વિશેષ આહુતિ આપવી, અને શાન્તિ મંત્રોથી પૂર્ણાહુતિ કરવી. આ હવન વર અને કન્યા બન્નેને ત્યાં યથાવિધિ થવો જોઇએ.

**વરયાત્રાઃ**—વરે સર્વ સંબંધીજનો સાથે એવે સમયે નીકળવું કે વધુને ત્યાં સમયપર પહોંચી જવાય. વર આદિ સર્વ આવી પહોંચે કે તુરત સ્વાગત માટે વધુ તરફના સંબંધીજનો વાજતે ગાજતે વા શિષ્ટાચાર પ્રમાણે સામા લેવા જાય, સર્વ જનોનો પાણી આદિથી અને વરનો મધુપર્ક આદિથી વધુ તરફના માણસો સત્કાર કરે.

**મધુપર્કની રીતઃ**—મંડપ કે ઘરના દ્વારપર વર આવી પહોંચે કે વર પૂર્વાભિમુખે વા ઉત્તરાભિમુખે ઉભા રહે તે વખતે વધુ તથા કાર્યકર્તા વરની સમીપ ઉભાં રહી બોલે કેઃ—

**ओ३म् साधु भवानास्तामर्चयिष्यामो भवन्तम् ॥**

**અર્થઃ**—હે શ્રેષ્ઠ પુરૂષ! આપ બેસો અમે આપનો સત્કાર કરીએ.

વર ઉત્તર આપે કેઃ—**ओ३म् अर्चय** ॥ ભલે સત્કાર કરો.

વધુ:—(અગાઉથી તૈયાર કરી મુકેલા શુભ આસન આગળ વરને લઇ જઇ ) બોલે કેઃ—

**ओ३म् विष्टरो विष्टरो विष्टरः प्रतिगृह्यताम् ॥**

વરઃ—**ओ३म् प्रति गृह्णामि** ॥ બોલી આસન ઉપર બેસવું અને નીચેનો મંત્ર બોલવો.

**ओ३म् वर्ष्मोऽस्मि समानाना मुद्यन्तामिव सूर्यः ।**
**इमन्त माभितिष्ठामि यो मा कश्चाभिधासति ॥**

અર્થ:—સૂર્ય આગળ જેમ અંધકારનો નાશ થાય છે તેમ હું આસનારૂઢ હોઇ મને હાનિ પહોંચાડનાર દુષ્ટોનો હે પરમાત્મન્ નાશ કરો.

વધુઃ—હાથમાં જળપાત્ર લઇ બોલે કેઃ—

**ओ३म् ॥ पाद्यं पाद्यं पाद्यं प्रतिगृह्यताम् ॥**

વરઃ—**ओ३म् प्रतिगृह्णामि** ॥ બોલી જળપાત્ર હાથમાં લઇ પાદપ્રક્ષાલન કાર્ય કરવું તે વખતે નિચેનો મંત્ર બોલવો.

**ओ३म् विराजो दोहोऽसि विराजो दोहमशीय मयि पाद्यायै विराजो दोहः ॥**

અર્થ:—પ્રાણી માત્રનું જીવન અને શોભા આ પાણી છે તે ઇશ્વર કૃપાથી મને સદા સુખદાયક અને શોભા આપનાર થાઓ.

વધુઃ—બીજું જળપાત્ર હાથમાં લઈ બોલે કેઃ—

**ओ३म् अर्घोऽर्घोऽर्घः प्रतिगृह्यताम् ॥**

વરઃ—**ओ३म् प्रतिगृह्णामि** ॥ બોલી જળપાત્ર હાથમાં લઈ મુખ પ્રક્ષાલન કરવું તે વખતે નિચે પ્રમાણે મંત્ર બોલવો,

**ओ३म् आपस्थ युष्माभिः सर्वान्कामानवाप्नवानि ।**
**समुद्रं वः प्रहिणोमि स्वां योनिमभिगच्छत ।**
**अरिष्टास्माकं वीरा मा परासेचि मत्पयः ॥**

અર્થ:—હે પાણી! હું તને મારી સર્વ કામના પૂર્ણ કરવાને માટે

પ્રાપ્ત કરૂં છું અને તું અંતરિક્ષમાં જા હમારૂં શૂરવીરોનું જીવન વૃષ્ટિથી સુખ કારક હો.

વધુઃ—પછી વેદીના પશ્ચિમ ભાગમાં બીછાવેલા આસન ઉપર પૂર્વાભિમુખ બેસાડી એક સુંદર ઉપજળપાત્ર (પ્યાલું) જળથી પૂર્ણ ભરી અંદર આચમની રાખી નિચે પ્રમાણે બોલે કેઃ—

**ओ३म् आचमनीय माचमनीय माचमनीयं प्रतिगृह्यताम् ॥**

વરઃ—**ओ३म् प्रतिगृह्णामि ॥** બોલી એ જળપાત્ર હાથમાં લઇ સામે મૂકી તેમાંથી આચમની વડે જમણા હાથમાં જળ લઇ નિચેના મંત્રથી ત્રણ આચમન કરવાં.

**ओ३म् आमागन यशसा सꣳसृज वर्चसा ।**
**तंमा कुरुप्रियं प्रजानामाधिपतिं पशूनामरिष्टिं तनूनाम् ॥**

અર્થઃ—આ ઉત્તમ જીવનથી મારી શરીરકાન્તિ સતેજ અને પ્રફુલ્લિત થાઓ, ઇશ્વર કૃપાથી સર્વ લોક મારા પરમ મિત્ર થાઓ, ઉત્તમ સંતતિ અને સંપત્તિ મને પ્રાપ્ત થઇ મારી માનસિક અને શારીરિક સંપત્તિ ઉત્તમ પ્રકારની રહો.

વધુઃ—* મધુપર્કનું પાત્ર હાથમાં લઇ બોલે કેઃ—

**ओ३म् मधुपर्को मधुपर्को मधुपर्कः प्रतिगृह्यताम् ॥**

વરઃ—**ओ३म् प्रतिगृह्णामि ॥** કરી મધુપર્કનું અવલોકન કરવું અને નિચેનો મંત્ર બોલવો.

**ओ३म् मित्रस्यत्वा चक्षुषा प्रतीक्षे ॥**

અર્થઃ—હે પરમકૃપાળુ ભગવાન્! આપની કૃપાથી આ મધુપર્ક મને આરોગ્યકારક થાય અને મારી મનોવૃત્તિ ભૂતમાત્ર પ્રત્યે સામ્ય-દ્વેષ રહિત રહે. ત્યાર પછી **ओ३म् देवस्यत्वा सवितुः प्रसवेऽश्विनोर्बाहुभ्यां पूष्णो हस्ताभ्यां प्रतिगृह्णामि ॥** મધુપર્કનું પાત્ર ડાબા હાથમાં લેવું અને નિચેના ત્રણ મંત્રો બોલી ફરી અવલોકન કરવું.

---

* ઘી તોલા ૪, દહીં તોલા ૧૨, અને મધ તોલા ૪ એ પ્રમાણમાં વજન લઇ કાંસાના પાત્રમાં એકત્ર કરવું એનું નામ મધુપર્ક છે.

ओ३म् भूर्भुवः स्वः मधुवाता ऋतायते मधुक्षरन्ति सिन्धवः माध्वीर्नस्सन्त्वोषधी ॥ १ ॥

ओ३म् भूर्भुवः स्वः मधुनक्तमुतोषसो मधुमत्पार्थिवं रजः । मधुद्यौरस्तुनः पिता ॥ २ ॥

ओ३म् भूर्भुवः स्वः मधुमान्नोवनस्पति र्मधुमां अस्तु सूर्यः । माध्वीर्गावो भवन्तुनः ॥ ३ ॥

**અર્થ**:—હે પરમાત્મન્ આપની કૃપાથી વાયુ મને સુગન્ધયુક્ત, મધુર તથા પુષ્ટિકારક થાઓ. સમુદ્ર નદી આદિ જળાશયો સંપૂર્ણ અને સુખદાયક થાઓ; અને સર્વ વનસ્પતિઓ આરોગ્યદાયક થાઓ.

૨ હે ભગવન્! રાત્રિ, દિવસ, સૂર્યાદિ પ્રકાશક ગોળા, પૃથ્વી, કિરણો આદિ મને સુખદાયક થાઓ.

૩ હે જગદીશ્વર! સૂર્ય, વનસ્પતિ, ગાયાદિ, પશુઓ અમને સુખદાયક થાઓ.

આ પ્રમાણે અવલોકન કર્યા પછી નિચેનો મંત્ર બોલી જમણા હાથની અનામિકા અને અંગુષ્ઠ એ બે આંગળાંવડે મધુપર્કને ત્રણવાર હલાલવું,

ओ३म् नमः श्यावाश्या यान्नशने यत्त आविद्धं तत्ते निष्क्रन्तामि ॥

**અર્થ**:—એ પ્રકાર ખાવાને માટે જે મધુપર્કને હું એકત્ર કરૂંછું તેનો જુદી જુદી દિશામાં વિભાગ કરીને આપુંછું.

પછી નીચેના મંત્રો બોલી પોતાની આંગળી વડે જૂદી જૂદી દિશામાં છાંટવું.

પૂર્વ દિશા—ओ३म् वसवस्त्वा गायत्रेळ छन्दसा भक्षयन्तु ॥

દક્ષિણ દિશા— „ रुद्रास्त्वा त्रिष्टुभेन छन्दसा भक्षयन्तु ॥

પશ્ચિમ દિશા— „ आदित्यास्त्वा जागतेन छन्दसा भक्षयन्तु ॥

ઉત્તર દિશા— „ विश्वेत्वा देवा आनुष्टुभेन छन्दसा भक्षयन्तु ॥

આકાશ તરફ (ત્રણ વખત) ओ३म् भूतेभ्यस्त्वा परिगृह्णामि ॥

**અર્થ**:—વસુરુદ્ર આદિત્ય વિશ્વે દેવાદિ સર્વ નાના મોટા વિદ્વજ્જનને અને બીજા પ્રાણી માત્રને ઇશ્વર કૃપાથી આ મધુપર્ક આરોગ્યદાયક અને સુખ વર્ધક થાઓ.

તત્પશ્ચાત્ કાંસાના ત્રણ પાત્રમાં મધુપર્કના ત્રણ ભાગ કરી તે પાત્રો જમીન ઉપર સામે મૂકવાં અને નીચેનો મંત્ર એકેકવાર બોલી દરેક ભાગમાંથી થોડું થોડું પ્રાશન કરવું.

**ओ३म् यन्मधुनो मधव्यं परम ँ रूपमन्नाद्यम् ।**
**तेनाऽहं मधुनो मधव्येन परमेण रूपेणान्नाद्येन परमो**
**मधव्योऽन्नादोऽसानि ॥**

**અર્થ:**—હે ઇશ્વર ! મધુપર્કના સેવનથી મારા શરીરની કાન્તિ પોષણ ઉત્તમ થાઓ સદા આરોગ્ય રહો અને મારી મનોવૃત્તિ સદાન્યાયી, સદ્ધર્મી અને સુશીલ રહો.

પછી નીચેના એકેક મંત્રથી આચમન તથા ઇન્દ્રિય સ્પર્શ જલવડે કરવો.

**આચમનઃ**—**१ ओ३म् अमृता पिधान मसि स्वाहा ॥**
**२ ओ३म सत्यं यशः श्रीर्मयि श्रीः श्रयतां स्वाहा ॥**

**ઇંદ્રિય સ્પર્શ:-ओ३म् वाङ्मऽआस्येस्तु** । ઈ૦ (સંસ્કાર વિધિ પૃ. ૧૧૭)

**વધુઃ**—યથાશક્તિ વરને યોગ્ય દ્રવ્ય ગોદાન આદિ ગ્રહણ કરવા વિનતિ કરવી. અને બોલવું કે;—

**ओ३म् गौ गौं गौः प्रति गृह्यताम् ॥**

**વરઃ—ओ३म् प्रति गृह्णामि** ॥ કહી સ્વીકાર કરવો.

**વર વધુનો હસ્તમેલાપ**—મધુપર્ક વિધિ થયા પછી અન્ય શુભ સ્થાનમાં શુભાસન ઉપર પૂર્વાભિમુખે વર અને પશ્ચિમાભિ મુખે વધુને સામ સામે બેસાડી કાર્યકર્તા ઉત્તરાભિમુખે બેસી બોલે કેઃ—

**ओ३म् *गोत्रोत्पन्नाम् ×नाम्नी मलङ्कृतां कन्यां प्रतिगृह्णातु भवान्॥**

આ વખતે વરનો જમણો હાથ ચત્તો રાખી તેના હાથમાં વધુનો જમણો હાથ પણ ચત્તોજ રાખી.

**વરઃ—ओ३म् प्रतिगृह्णामि** ॥ બોલી હાથમાં ઉત્તમ વસ્ત્ર લઇ નીચેનો મંત્ર બોલી વધુને આપવું.

**ओ३म् जरांगच्छ परिधत्स्व वासो भवा कृष्टीनामभि शस्तिपावा ।**
**शतं च जीव शरदः सुवर्चा रयिं च पुत्राननुसंव्ययस्वायुष्मतीदं**
**परिधत्स्व वासः ॥**

**અર્થ:**—હે ગુણવાન વધુ ! ઇશ્વરકૃપાથી તું પૂર્ણ આયુષી થા, આ વસ્ત્ર પરિધાન કર, પ્રીતિવતી અને પતિવ્રતા થજે, સૌંદર્ય, તેજ તથા સંતતિ અને સંપત્તિ સર્વ તને પ્રાપ્ત થાઓ.

---

* ગોત્રનું નામ બોલવું. × કન્યાનું નામ બોલવું.

નીચેના મંત્રથી બીજું *ઉપવસ્ત્ર આપવું.

**ओ३म या अकृतन्नवयं या अतन्वत याश्चदेवीस्तन्तू नभितो ततन्थ ।**
**तास्त्वा देवीर्जरसे संव्ययस्वायुष्मतीदं परिधत्स्व वासः ॥**

**અર્થ**:—હે દીર્ઘાયુષી વધુ ! સાધ્વી સ્ત્રીઓએ નિર્મેલા આ વસ્ત્રને પહેર અને તેઓના આશીર્વાદથી વૃદ્ધકાળ પર્યન્ત આખું આયુષ્ય સુખપૂર્વક વ્યતીત કર.

**ओ३म् परिधास्यै यशोधास्यै दीर्घायुत्वाय जरदष्टि रस्मि ।**
**शतं च जीवामि शरदः पुरुची रायस्पोषमभि संव्ययिष्ये ॥**

**અર્થ**:—સો વરસ સુધી જીવવાની આશાવાળો હું આ પ્રકારના યશ વધારનાર દીવ્યવસ્ત્રનું પરિધાન કરૂં છું. સો વરસ પર્યન્ત ધનધાન્યથી યુક્ત થઇ બીજાઓને લાભ પહોંચાડું.

ત્યારપછી વરે નીચેના મંત્ર વડે ધોતીઉં પહેરવું.

**ओ३म् यशसा मा द्यावापृथिवी यशसेन्द्रा बृहस्पती ।**
**यशो भगश्च माविदद्यशो मा प्रतिपद्यताम् ॥**

**અર્થ**:—પૃથ્વી અને આકાશ વિદ્યુત અને વિદ્વાન અમને યશથી યુક્ત કરો. એ યશથી યુક્ત કરી મને ઐશ્વર્ય પ્રાપ્ત કરાવો.

આ પ્રમાણે વરવધુ વસ્ત્ર પરિધાન કરી તૈયાર થઈ જાય; તેટલા વખતમાં કાર્યકર્ત્તાએ વા અન્ય કોઇએ યજ્ઞમંડપમાં જઈ કુંડના અગ્નિને પ્રદિપ્ત કરવો. સુગંધીત ઘૃત કાંસાના પાત્રમાં ગરમ કરવું તથા સ્રુવો પંચપાત્ર આચમની આદિ તૈયાર રાખવાં. પછી વરપક્ષના એક પુરૂષે દક્ષિણ દિશામાં કળશ સ્થાપન કરવો અને વિધિ પૂર્ણ થતાં સુધી ઉત્તરાભિમુખે બેસી રહેવું. તેમજ બીજા એક વરપક્ષના પુરૂષે દંડ લઇને દક્ષિણ ભાગમાં ઉત્તરાભિમુખે બેસવું. કન્યાના ભાઇએ અથવા પિત્રાઇએ અથવા મામા માસીના કોઇ પણ ભાઇએ એક વાંસના સુપડામાં ડાંગરની ધાણી તથા શમીવૃક્ષના પત્ર લઇને પશ્ચિમ ભાગમાં પૂર્વાભિમુખે રહેવું. વિવાહ કરાવનારે એક સુંદર સપાટ શિલા તથા દર્ભાસન વા બીજાં ઉત્તમ યજ્ઞિય આસનો યજ્ઞકુંડ સમીપ મૂકવાં અને વસ્ત્રાભુષણ પરિધાન કરેલી વધૂને વરસમીપ બેસાડે અને બન્ને જણા નીચેનો મંત્ર બોલી એક બીજાનો હાથ પકડી ઘરમાંથી નીકળી કુંડ સમીપ આવે.

---

*આ ઉપવસ્ત્ર વધુએ યજ્ઞોપવિતની માફક ધારણ કરવું.

# अथ विवाहप्रतिज्ञा.

---

વર, કન્યા–ओं समंजन्तु विश्वे देवाः समापो हृदयानि नौ ।
सं मातरिश्वा सं धाता समुदेष्ट्री दधातु नौ ॥ १ ॥

આ મંડપમાં વિરાજમાન વિદ્વાન્ લોકો ! આપ નિશ્ચય કરીને જાણો કે અમે પોતાની પ્રસન્નતા પૂર્વક ગૃહસ્થાશ્રમમાં એકઠા રહેવાને માટે એક બીજાનો સ્વીકાર કરીએ છીયે. અમારા બન્નેના હૃદય, જળ સમાન શાંત અને મળેલાં રહેશે; જેમ પ્રાણવાયુ અમને પ્રિય છે તેમ અમે બેઉ એક બીજાથી સદા પ્રસન્ન રહીશું; જેમ ધારણ કરનાર પરમાત્મા સર્વમાં મળી રહીને સર્વ જગતનો ધારણ કર્ત્તા છે તેમ અમે બેઉ એક બીજાને ધારણ કરીશું; જેમ ઉપદેશક શ્રોતાઓ સાથે પ્રીતિ કરે છે તેમ અમારા બેઉના આત્મામાં એક બીજાની સાથે દૃઢ પ્રેમ ધારણ કરીશું.

વર,–ओं यदैषि मनसा दूरं दिशोऽनुपवमानो वा ।
हिरण्यपर्णो वैकर्णः स त्वा मन्मनसां करोतु* ॥ २ ॥

હે વરાનને ! જેમ પવિત્ર વાયુ અને જલ આદિને કિરણોથી ગ્રહણ કરનારા સૂર્ય દૂરના પદાર્થોને તથા દિશાઓને પ્રાપ્ત થાય છે તેમ તું પ્રેમ પૂર્વક પોતાની ઇચ્છાથી મને પ્રાપ્ત થાય છે; માટે તને પરમાત્મા મારા મનને અનુકૂળ કરે; અને આપણે મનથી એક બીજાને પ્રાપ્ત થયા છીએ તો આપણને જગદીશ્વર એક બીજાના મનને અનુકૂળ સદા રાખે.

કન્યા—તથાસ્તુ. બાદ નીચેના બે મંત્રો બોલી યજ્ઞ કુંડની પ્રદક્ષિણા કરી પૂર્વાભિમુખે વરની જમણી બાજુએ વધુએ બેસવું.

વર–ओंभूर्भवःस्वः । अघोरचक्षुरपतिघ्न्येधि शिवा पशुभ्यः
सुमनाः सुवर्चाः ।
वीरसूर्देवकामा स्योना शन्नो भव द्विपदे शं चतुष्पदे ॥१॥

હે વરાનને ! પતિ સાથે વિરોધ ન કરનારી તું, રક્ષા કરનાર, પ્રાણદાતા, સર્વ દુઃખ દૂર કરનારા, સુખસ્વરૂપ અને સર્વના સુખદાતા પરમાત્માની કૃપાથી અને પોતાના ઉત્તમ પ્રયત્નથી પ્રિય દૃષ્ટિવાળી થા. તું મંગળ

---

* કન્યાનું નામ બોલવું.

કરનારી, સર્વ પશુઓને સુખ દેનારી, પવિત્ર અંતઃકરણવાળી, પ્રસન્ન ચિત્ત-વાળી, સુંદર શુભગુણ કર્મ સ્વભાવ અને વિદ્યાથી સુપ્રકાશિત, ઉત્તમ સંતા-નોને ઉત્પન્ન કરનારી, દેવર આદિ કુટુંબના મનુષ્યો સાથે પ્રેમ કરનારી, સુખ યુક્ત થઇને આપણા સંતાન અને મનુષ્યાદિને તથા ગાય આદિ પશુ-ઓને પણ સુખદાતા થા. તેમજ હું તારો પતિ પણ તારી સાથે વર્તીશ.

**ओ३म् भूर्भुवःस्वः। सानः पूषा शिवतमा मैरयस्त्व न ऊरूउशातिविहर। यस्यामुशन्तः प्रहराम शेफं यस्मा मुकामा बहवो निविष्टयै ॥ २ ॥**

**અર્થ**:—પરમાત્મા તે કન્યાને મ્હારીપ્રતિ પ્રીતિયુક્ત બનાવે. તે હમારે માટે સુખાદિની ઇચ્છા કરતી ઉત્તમ સંતતિ પેદા કરે અને ધર્મ, પુત્રાદિ અભિલષણીય વિષય અગ્નિ હોત્રાદિ દ્વારા અંતઃકરણ શુદ્ધિપૂર્વક મને આનંદ દાતા થાઓ.

તત્પશ્ચાત્ વધુએઃ—**ओं प्र मे पतियानः पन्थाः कल्पताम् अरिष्ठा पतिं लोकं गमेयम्** ॥ અર્થાત્ મ્હારા પતિના માર્ગે ચાલી હું સુખ પ્રાપ્ત કરી નિર્વિઘ્ન બની પરમાત્માને પ્રાપ્ત કરૂં, એ મંત્ર બોલી યજ્ઞ કુંડની દક્ષિણે ઉત્તરાભિમુખે પુરોહિતની સ્થાપના કરવી.

પછી ત્રણ આચમન મંત્ર ભણી વર, વધુ અને પુરોહિતે આચમન લેવાં અને સંસ્કાર વિધિ પૃ. ૧૨૦ થી ૧૨૬ સુધીના મંત્રોથી અગ્નિહોત્ર, પ્રધાન હોમ, જયા હોમ, અભ્યાતન હોમાદિ યથાવિધિ કરવાં.

**પાણીગ્રહણ**:—ઉપર પ્રમાણે થયા બાદ વરે પોતાના આસન પરથી ઉઠી પૂર્વાભિમુખ બેઠેલી વધુના સન્મુખ પશ્ચિમાભિમુખ ઉભા રહી પોતાના ડાબા હાથવડે વધુનો જમણો હાથ પકડીને જરા ઉઠાવવો અને પોતાના જમણા હાથથી વધુના ઉપાડેલા જમણા હાથની અંજલી અંગુઠાસહિત ચત્તી પકડીને નીચેના પાણીગ્રહણના ૭ મંત્રો બોલવા.

વર—**ओं गृभ्णामि ते सौभगत्वाय हस्तं मया पत्या जरदष्टिर्यथासः। भगो अर्यमा सविता पुरन्धिर्मह्यं त्वादुर्गार्हपत्याय देवाः ॥१॥**

હે વરાનને! હું ઐશ્વર્ય, સુસંતાન આદિ સૌભાગ્યની વૃદ્ધિને માટે તારો હાથ ગ્રહણ કરૂં છું, તું મારી સાથે વૃદ્ધાવસ્થા પર્યન્ત સુખ પૂર્વક રહે. હું આજથી તને પતિ ભાવે પ્રાપ્ત થયો છું. પરમ કૃપાળુ ન્યાયકારી, પરમાત્મા અને આ મંડપમાં બેઠેલા વિદ્વાનો તને ગૃહસ્થાશ્રમના ધર્મોના અનુષ્ઠાન

માટે મને આપે છે. આજથી હું તારે હાથે વેચાઇ ચુકયો છું, માટે તારાથી વિપરિત આચરણ હું કદીપણ કરીશ નહિ.

**કન્યા**—આપ જે એ મંત્ર બોલ્યા તેમાં સંબોધ્યા પ્રમાણે હું સૌભાગ્યની વૃદ્ધિને માટે આપનો હસ્ત ગ્રહણ કરૂં છું. આપ મારી સાથે વૃદ્ધવસ્થા પર્યન્ત પ્રસન્ન અને અનુકૂલ રહો, આપને હું આજથી પત્ની ભાવે પ્રાપ્ત થઇ છું, સકલ ઐશ્વર્યયુક્ત ન્યાયકારી સર્વ જગતની ઉત્પત્તિના કર્ત્તા પરમાત્મા અને આ મંડપમાં વિરાજમાન વિદ્વાનો તમને ગ્રહસ્થાશ્રમના ધર્મોના અનુષ્ઠાન માટે મને વરાવે છે. માટે આજથી હું આપને હાથે વેચાઇ ચુકી છું. હું કદીએ આપની સાથે અપ્રિયાચરણ કરીશ નહીં-

**ओं भगस्ते हस्तमग्रभीत् सविता हस्तमग्रभीत् ।**
**पत्नी त्वमसि धर्मणाहं गृहपतिस्तव ॥ २ ॥**

**વર**—હે પ્રિયે ! ઐશ્વર્યયુક્ત હું તારો હાથ ગ્રહણ કરૂં છું. અને એમ સમજ કે ધર્મયુકત માર્ગમાં પ્રેરક બનવા હું તારો હાથ ગ્રહણ કરી ચુક્યો છું. તું ધર્મથી મારી પત્ની ભાર્યા છે, અને હું ધર્મથી તારો ગ્રહપતિ છું. આપણે બેઉ મળીને ઘરના કામોની સિદ્ધિ કરીશું, અને જે બેઉને અપ્રિય આચરણ છે તે કદી નહીં કરીશું જેમ કરવાથી ઘરના સર્વ કામ સિદ્ધ થશે. ઉત્તમ સંતાન પ્રાપ્ત થશે, અને ઐશ્વર્ય તથા સુખની સદા વૃદ્ધિ થતી રહેશે.

**કન્યા**—આપની એ પ્રતિજ્ઞાને હું પણ પ્રતિજ્ઞા કરી સ્વીકારૂં છું.

વર—**ओं ममेयमस्तु पोष्या मह्य त्वादाद् बृहस्पतिः ।**
**मया पत्या प्रजावति शं जीव शरदः शतम् ॥ ३ ॥**

હે નિર્દોષ સ્ત્રી ! તને સર્વ જગતના પાલક પરમાત્માએ મને દીધી છે; માટે તું આ જગતમાં મારી સુખ આપવા યોગ્ય પત્ની થા, અને તું મારી સાથે સો શરદ ઋતુ એટલે સો વર્ષ સુધી સુખ પૂર્વક જીવતી રહે.

**કન્યા**—હે ભદ્રવીર ! પરમેશ્વરની કૃપાથી આપ મને પ્રાપ્ત થયા છો. મારે માટે આપવિના આ જગતમાં બીજો પતિ, પાલન કરનાર સેવ્ય ઇષ્ટદેવ કોઈ નથી. તેમ હું આપ સિવાય બીજા કોઇને મારો સેવ્ય ઇષ્ટદેવ માનીશ નહીં.

વર—**ओं त्वष्टा वासो व्यदधाच्छुभे कं बृहस्पतेः प्रशिषा कवीनाम् ।**
**तेनेमां नारीं सविता भगश्च सूर्यामिव परिधत्तां प्रजया ॥ ४ ॥**

હે શુભાનને ! જેમ પરમાત્માની આ સૃષ્ટિમાં અને તેની તથા આપ્ત વિદ્વાનોની શિક્ષાથી દંપતી થાય છે, જેમ વીજળી સર્વને વ્યાપ્ત થઇ રહી

છે તેમ તું મારી પ્રસન્નતાને માટે સુંદર વસ્ત્ર, આભૂષણુ અને સુખને પ્રાપ્ત થા, આ મારી અને તારી ઇચ્છાને પરમાત્મા સિદ્ધ કરે, અને સકળ જગતની ઉત્પત્તિ કરનાર પરમાત્મા પૂર્ણ ઐશ્વર્યયુક્ત ઉત્તમ પ્રજાથી તને આચ્છાદિત શોભાયુક્ત કરે; સૂર્યના કિરણો જેમ પૃથ્વીને અને વનસ્પતિ આદિને સદા સુશોભિત રાખે છે, તેમ હું તને વસ્ત્ર અને ભૂષણુ આદિથી સદા સુશોભિત રાખીશ.

**કન્યા**—તથાસ્તુ મહારાજ !

વર—ओं इन्द्राग्नीद्यावापृथिवी मातरिश्वा मित्रावरुणाभगो अश्विनोभा।
बृहस्पतिर्मरुता ब्रह्म सोम इमां नारीं प्रजया वर्धयन्तु ॥ ५ ॥

હે મારા સંબંધી લોકો ! જેમ વીજળી અને પ્રસિદ્ધ અગ્નિ, સૂર્ય, અને ભૂમિ અંતરિક્ષ વાયુ, પ્રાણુ અને ઉદાન તથા ઐશ્વર્ય, સદ્વૈદ્ય અને સત્યોપદેશક મનુષ્ય સર્વથી મોટા પરમેશ્વર અને ચન્દ્રમા તથા સોમલતા આદિ ઓષધીઓ સર્વ પ્રજાની વૃદ્ધિ અને પાલન કરે છે તેમ આ મારી સ્ત્રીને પ્રજા સહિત ઉન્નતિને પ્રાપ્ત કરે.

વર–ओं अहं विष्यामि मयि रूपमस्या वेदादित्पश्यन्मनसा कुलायम् ॥
न स्तेयमद्मि मनसोदमुच्ये स्वयं श्रन्थानो वरुणस्य पाशान् ॥६॥

હે પ્રિયે ! જેમ મનથી કુળની વૃદ્ધિને જોતો હું આ તારા રૂપને પ્રીતિથી પ્રાપ્ત થઈ, પ્રેમથી વ્યાપ્ત થાઉં છું, તેમ તું મારામાં પ્રેમથી વ્યાપ્ત થઇ અનુકૂલ વ્યવહારને પ્રાપ્ત થા. જેમ હું મનથી પણુ તારી સાથે ચોરી રાખવી છોડી દઉં છું, અને કોઇ ઉત્તમ પદાર્થનો ચોરીથી આજસુધી ભોગ કરતો નથી, હું પોતે પુરૂષાર્થથી શિથલ થઇને પણુ ઉત્કૃષ્ટ વ્યવહારમાં વિઘ્ન રૂપ દુર્વ્યસની પુરૂષના બંધનોને દૂર કરતો રહું, તેમ તું પણુ કર્યા કર.

**કન્યા**—તથાસ્તુ, મહારાજ ! હું પણુ તેવા આચણુરથી આપની સેવા કરીશ.

વર—ओं अमोऽहमस्मि सा त्वꣳसा त्वमस्यमोऽहं सामाहमस्मि
ऋक्त्वं द्यौरहं पृथिवी त्वं तावेव विवहावहै सह रेतो दधावहै ।
प्रजां प्रजनयावहै पुत्रान् विन्दावहै बहून् ॥ १ ॥

ते सन्तु जरदष्टयः सं प्रियौ रोचिष्णू सुमनस्यमानौ ।
पश्येम शरदः शतं जीवेम शरदः शतꣳशृणुयाम शरदः शतम् ॥ २ ॥

હે વધૂ ! જેમ હું જ્ઞાનવાન, જ્ઞાનપૂર્વક તારો ગ્રહણુ કરનાર થાઉં છું, તેમ તું પણુ જ્ઞાનપૂર્વક ગ્રહણુ કરનારી છે; જેમ હું પૂર્ણ પ્રેમથી તને ગ્રહણુ

કરૂં છું, તેમ તું મને પણ ગ્રહણ કર. હું સામવેદતુલ્ય પ્રશંસિત છું. હે વધૂ! તું ઋગ્વેદતુલ્ય પ્રશંસિત છે. તું પૃથિવીસમાન ગર્ભાદિ ગૃહસ્થાશ્રમના વ્યવહારો ધારણ કરનારી છે, અને હું વર્ષા કરનાર સૂર્યસમાન છું. તું અને હું બેઉ પ્રસન્નતાપૂર્વક વિવાહ કરીએ, પછી આપણે ઉત્તમ પ્રજાયુક્ત થઇએ, ઘણા પુત્રોને પ્રાપ્ત થઇએ, તે પુત્રો વૃદ્ધાવસ્થા સુધી જીવનયુક્ત રહે. આપણે બધા પરસ્પર પ્રસન્ન, અન્યોન્ય રૂચિયુક્ત, સારે પ્રકારે વિચાર કરતા સો શરદ ઋતુ એટલે સો વર્ષ સુધી પરસ્પર પ્રેમ દૃષ્ટિયે જોતા રહિયે, સો વર્ષ સુધી આનંદથી જીવતા રહિયે અને સો વર્ષ સુધી પ્રિય વચનો સાંભળતા રહિયે.

**કન્યા**—તથાસ્તુ-મહારાજ! આપનું કથન સત્ય છે.

**શિલારોહણ**—ત્યાર પછી વધુની માતા અથવા ભાઇ જેની પાસે ધાણીનું સુપડું હોય, તેણે જમણા હાથથી વધુનો જમણો પગ ઉપાડી પત્થરની શીલાપર મુકી નીચેનો મંત્ર બોલવો.

૫૯—**ओं अ रोहेममश्मान मश्मेव त्वं स्थिरा भव ।**
**अभितिष्ठ पृतन्यतोऽव बाधस्व पृतनायतः ॥**

હે વધૂ! તું આ શિલા ઉપર ચઢ! જેવી આ શિલા દૃઢ છે તેવી તું મારા ગૃહસ્થાશ્રમમાં દૃઢ રહે, તથા ગમે તેવી અવસ્થામાં પણ સ્થિરતા રાખજે ને ધૈર્ય ધારણ કરજે.

**લાજાહોમ**—બાદ સંસ્કાર વિધિ પૃ. ૧૨૮-૧૨૯ ના મંત્ર અને વિધિ મુજબ લાજા હોમ કરવો.

**સપ્તપદી:**—પછી સભા મંડપમાં આવી ઇશાન ખૂણામાં વધુને નીચેના મંત્રોથી સપ્તપદ વરે ભરાવવા.

૬૨—**ओं इष एक पदी भव सामामनुव्रता भव ।**
**विष्णुस्त्वा नयतु पुत्रान्विन्दावहै बहूंस्ते सन्तु जरदष्टयः ॥**

હે પ્રિયે! પહેલું પગલું તું અન્ન મેળવવા માટે ભર. મને અનુકૂળ થવા માટે વિષ્ણુ-વ્યાપક પરમાત્મા તને સદ્વ્રતયુક્ત બનાવે. આપણે બંને દમ્પતી બહુ સંતાન મેળવીએ, અને તે વૃદ્ધ વય સુધી જીવે.

**ओं ऊर्ज्जे द्विपदी भव० ( सामां..........दृष्टयः )**

બીજું પગલું તું સ્વાસ્થ્ય તથા બળ મેળવવા માટે ભર.

( ઉપર માફક )

**ओं रायस्पोषाय त्रिपदी भव०**

ત્રીજું પગલું તું ધન ધાન્ય અને જ્ઞાનને મેળવવા માટે ભર.

( ઉપર માફક )

**ओं मयो भवाय चतुष्पदी भव०**

ચોથું પગલું તું સુખ અને કીર્તિ મેળવવા માટે ભર.

( ઉપર માફક )

**ओं प्रजाभ्यः पंचपदी भव०**

પાંચમું પગલું તું સંતાન મેળવવા માટે ભર.

( ઉપર માફક. )

**ओं ऋतुभ्यः षट्पदी भव०**

છઠ્ઠું પગલું તું ઋતુગમન અને ઋતુચર્યા માટે ભર.

( ઉપર માફક )

**ओं सखे सप्तपदी भव०**

હે મિત્ર સાતમું પગલું તું મિત્રતા માટે ભર. ( ઉપર માફક )

આ પ્રમાણે સાત પગલાં ભરાયા પછી તે દમ્પતી શુભાસનપર બેસે અને દક્ષિણ તરફ જળ કળશ લઇ બેઠેલો પુરૂષ તેમના મસ્તકપર છાંટા નાંખે જે વખતે વર વધુ નીચેના ચાર મન્ત્રો બોલે:—

**ओं आपो हिष्ठा मयो भुवस्तान ऊर्ज्जे दधातन।**
**महेरणाय चक्षसे ॥ १ ॥**
**योवः शिवतमो रसस्तस्य भाजयते हनः।**
**उशतीरिव मातरः ॥ २ ॥**
**तस्माऽअरं गमाम वो यस्य क्षयाय जिन्वथ।**
**आपो जन यथाचनः ॥ ३ ॥**
**ओं आपशिवाः शिव तमाः शान्ता शान्ततमा स्तांस्ते**
**कृण्वन्तु भेषजम् ॥ ४ ॥**

**સૂર્યાવલોકન**—બાદ વર વધુ ત્યાંથી ઉઠી **ओं तच्चक्षुर्देवहितं पुरस्ताच्छुक्रमुच्चरत् पश्येम शरदः शतम्०** થી સૂર્ય્યનું અવલોકન કરે.

બાદ વરે પ્રથમ વધુના હૃદયને સ્પર્શ કરીને નીચેનો મંત્ર બોલવો અને વધુએ પણ તેમજ વરના હૃદયને સ્પર્શ કરી તેજ મંત્ર બોલવો.

**ओं मम व्रते ते हृदयं दधामि मम चित्तमनु चित्तं ते अस्तु । मम वाचमेकमना जुषस्व प्रजापतिष्ट्वा नियुनक्तु मह्यम् ॥**

હે વધૂ! તારા અંતઃકરણને અને તારા આત્માને મારા ધર્માનુષ્ઠાનને અનુકૂલ ધારણ કરૂં છું. મારા ચિત્તને અનુકૂલ તારૂં ચિત્ત સદા રહે. મારી વાણીને તું એકાગ્રચિત્તથી સેવન કર્યા કર. પ્રજાપાલક પરમાત્મા તને મારે માટે નિયુક્ત કરે.

**કન્યા**—તેમજ, હે પ્રિય સ્વામિન્! આપના હૃદય, આત્મા અને અંતઃકરણ મારા પ્રિયાચરણ કર્મમાં ધારણ કરૂં છું. મારા ચિત્તને અનુકૂલ આપનું ચિત્ત સદા રહે. આપ એકાગ્ર થઈ, હું જે કંઈ આપને કહું તે મારી વાણીનું સદા સેવન કર્યા કરો. કેમકે આજથી પ્રજાપતિ પરમાત્માએ આપને મારે આધીન કર્યા છે, તેવી રીતે મને આપને આધીન કરીછે. માટે આપણે કરેલી પ્રતિજ્ઞાને અનુકૂલ બેઉ વર્ત્યા કરીશું કે જેથી સદા આનંદમાં રહીશું, કીર્તિને વધારીશું, એક બીજાને અપ્રિય ભાષણ કદીપણ કરીશું નહિ.

બાદ વરે વધુના મસ્તકપર હાથ મુકી **सुमङ्गलीरियं वधूरिमां समेत पश्यत । सौभाग्यमस्यै दत्त्वा यथास्तं विपरेतन ॥** એ મંત્ર બોલવો.

અને પછી આ વિધિમાં ઉપસ્થિત ગૃહસ્થોપ્રતિ જોઇ તેમનો આશિર્વાદ લેવો ને સર્વેએ **ओं सौभाग्यमस्तु । ओं शुभं भवतु ॥** એ વાક્યોથી આશિર્વાદ આપવો. બાદ પાછા વર વધુએ યજ્ઞકુંડસમીપ જઇ પૃષ્ઠ ૧૩૧—૧૩૨ મુજબ વિધિથી આહુતિઓ આપવી. અને પછીથી મંડપ બહાર જ્યાંથી ધ્રુવનો તારો દેખાય ત્યાં જઇ વરે વધુને **ધ્રુવદર્શન** કરાવવું.

**વર— ध्रुवं पश्य.**

ધ્રુવનો તારો જો અને ધ્રુવ સમાન સ્થૈર્ય ધારણ કર.

**કન્યા— पश्यामि.**

હું જોઉં છું અને ધ્રુવ જેવી સ્થિર રહીશ.

**કન્યા—ओं ध्रुवमसि ध्रुवाहं पतिकुले भूयासम् ॥**

હે સ્વામિન્, હું આપની અર્ધાંગીની આપ પતિના કુલમાં નિશ્ચલ રહીશ. જેમ આપ દૃઢ નિશ્ચયવાળા મારા સ્થિર પતિ છો, તેમ હું પણ આપની સ્થિર દૃઢ પત્ની થઇશ.

**વર—अरुन्धतीं पश्य.**

નિશ્ચલ અરૂન્ધતીને જો અને તેવી દૃઢ થા.

કન્યા—पश्यामि.

જોઉં છું. અને તેવી થઇશ.

વર—ओं ध्रुवा द्यौर्ध्रुवा पृथिवी ध्रुवं विश्वमिदं जगत् ।
ध्रुवा सः पर्वता इमे ध्रुवा स्त्री पतिकुले इयम् ॥

હે વરાનને! જેમ સૂર્યની કાંતિ વા વિદ્યુત્ સૂર્ય લોક વા પૃથિવી આદિમાં નિશ્ચલ છે, જેમ ભૂમિ પોતાના સ્વરૂપમાં સ્થિર છે, જેમ આ સર્વ સંસાર પ્રવાહ સ્વરૂપમાં સ્થિર છે, જેમ પહાડ પોતાની સ્થિતિમાં સ્થિરછે તેમ તું મારા કુલમાં સદા સ્થિર રહે.

વર—ओं ध्रुवमसि ध्रुवन्त्वा पश्यामि ध्रुवैधि पोष्ये मयि मह्यं त्वादात्
बृहस्पतिमया पत्या प्रजावती संजीव शरदः शतम् ॥

હે વરાનને! તું જેમ મારી આગળ દૃઢ સંકલ્પ કરીને સ્થિરછે. અને હું તને દૃઢ સ્થિર જોઉં છું, તેમજ તું મારી સાથે સદાને માટે દૃઢ રહેશે. મારા મનને અનુકૂલ તને પરમાત્મા સમર્પિત કરી ચુક્યા છે. આપણે ઉત્તમ પ્રજાવાન થઇને સો વર્ષ પર્યન્ત જીવીએ, અને ધારણ પોષણ કરવાયોગ્ય તું મારી નિકટ સ્થિર રહે. બાદ સંસ્કાર વિધિ પૃ. ૧૩૩ માંની આહુતિઓ તથા સ્વિષ્ટકૃત આહુતી આપી નીચેના મંત્ર મનમાં બોલી ભાત ખાવો.

વર—ओं अन्नप्राशेन मणिना प्राणसूत्रेण पृश्निना ।
बध्नामि सत्यग्रन्थिना मनश्च हृदयं च ते ॥

જેમ અન્ન સાથે પ્રાણ, પ્રાણની સાથે અન્ન તથા અન્ન અને પ્રાણના અંતરિક્ષની સાથે સંબંધ છે, તેમ તારા હૃદય, અને ચિત્ત આદિને સત્યતાની ગાંઠ બાંધું છું.

કન્યા—હું પણ આ જ મંત્રથી આપની સાથ એવીજ પ્રતિજ્ઞા કરૂંછું.

વર—ओं यदेतद्धृदयं तव तदस्तु हृदयं च मम यदिदं ।
हृदयं मम तदस्तु हृदयं तव ॥

હે સુભગે! તારો આત્મા અને તારૂં અંતઃકરણ મારા આત્મા અને અંતઃકરણસમાન પ્રિય થાય અને મારા આત્મા, પ્રાણ અને મન પ્રાણ અને મનની તુલ્ય પ્રિય રહે.

હે સ્વામિન્! આપનો આત્મા અને આપનું અંતઃકરણ મારા આત્મા અને અંતઃકરણતુલ્ય પ્રિય થાઓ! અને મારા જે આત્મા પ્રાણ અને મન છે તે આપના આત્માદિતુલ્ય પ્રિય થાય.

**વર–ओं अन्नं प्राणस्य षड्विंशस्तेन बध्नामि त्वा ॥**

હે સૌભગે! જે પ્રાણનું પોષણ કરવાવાળું છવ્વીસમું તત્ત્વ અન્ન છે, તેની સાથે તને દૃઢ પ્રીતિથી બાંધું છું એટલે અન્ન વસ્ત્ર આદિ પદાર્થથી તારું ભરણપોષણ કરીશ.

**કન્યા**—તથાસ્તુ, મહારાજ!

**વર—ओं आ नः प्रजां जनयतु प्रजापतिराजरसाय समनक्त्वर्यमा ।**
**अदुर्मङ्गलीः पतिलोकमाविश शन्नोभव द्विपदे शं चतुष्पदे ॥**

હે વધૂ! ન્યાયકારી દયાળુ પરમાત્મા કૃપા કરીને જરા અવસ્થા સુધી જીવવાને માટે આપણી ઉત્તમ પ્રજાને શુભગુણ કર્મ અને સ્વભાવથી પ્રસિદ્ધ કરે. તેનાથી ઉત્તમ સુખને પ્રાપ્ત કરે અને તે શુભગુણયુક્ત સ્ત્રી લોક સર્વ કુટુંબિયોને આનંદ આપે. તેમાંથી એક તું હે વરાનને! મારે ઘેર આવી સુખને પ્રાપ્ત થા. મારા પિતા આદિને માટે સુખ આપનારી અને ગૌ આદિને પોષણકર્ત્તા થા.

**વર–ओं सम्राज्ञी श्वशुरे भव सम्राज्ञी श्वश्र्वां भव ।**
**ननान्दरि सम्राज्ञी भव सम्राज्ञी अधि देवृषु ॥**

હે વરાનને! તું મારા પિતા જે તારા સસરા છે તેનામાં પ્રીતિ કરી, સમ્યક્ પ્રકાશમાન ચક્રવર્તી રાજાની રાણી સમાન પક્ષપાત છોડી પ્રવૃત્ત થા. મારી માતા જે તારી સાસુ છે તેનાપ્રત્યે પ્રેમયુક્ત થઈ, તેની આજ્ઞામાં સમ્યક્ પ્રકાશમાન રહે. મારી બ્હેન જે તારી નણંદ છે તેની પ્રત્યે પ્રીતિયુક્ત રહે, અને મારા ભાઈ જે તારા દેવર અને જેઠ છે તેમના પ્રત્યે પણ પ્રીતિથી પ્રકાશમાન અધિકારયુક્ત થા. ટુંકામાં સર્વ સાથે અવિરોધપૂર્વક પ્રીતિથી વર્ત્યા કર.

**ओं स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः स्वस्ति नः पूषा विश्ववेदाः ।**
**स्वस्ति नस्ताक्ष्यो अरिष्टनेमिः स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥**
**यजु० अ० २५ मं० १९ ॥**

**॥ ओं शान्तिः शान्तिः शान्तिः ॥**

# વિવાહ સંસ્કારમાં ગાવાના ગીત.

વૈદિક સંસ્કાર ગીતાવલિ—(લેખક વિદ્યાર્થી હરીશંકર શર્મા) માંનું ગીત પહેલું મંગળગીત તરીકે પ્રથમ ગાવું તથા બીજું અને ત્રીજું મંડપ મુહૂર્ત વખતે ગાવું. ગીત સાતમું અને આઠમું ગૃહ્યજ્ઞ સમયે ગાવાં.

## વર તોરણુ આવે તે વખતે ગાવાનું ગીત.

(રાગ—શંકરવર સજ કરો; અથવા અનીરૂદ્ધની ઘોડલી).

સુંદર વરજી પધારોજી માંડવે, જીયાવરજી પધારો અમ આંગણે,
ત્હમને ત્હમારાં સાસુ વધાવે, સસરાજી પરમ પવિત્ર;
સાળા સાળી લળે વિનય વચનથીરે, અમ કુટુંબ અને ઇષ્ટ મિત્ર
પધારોજી માંડવે. જીયાવરજી ૧

સાજન મહાજન વ્હેવાઈ વ્હેવાણો, પંડિતને વિદ્વાન;
પ્રીતે પધારો અમ મઢુલીમાંરે, મ્હારા મ્હોટેરા મ્હેમાન;
પધારોજી માંડવે. જીયાવરજી ૨

સુંદર વસ્ત્રાભુષણ સજીને, કર ગ્રહી પુષ્પમાળ,
મુખે પડયા શરમના શેરડારે, મન માન્યાને વરવાને જાય.
પધારોજી માંડવે. જીયાવરજી ૩

માતા પિતાની શિષ્ટ જનોની અનુમતિથી બાળ;
પ્રભુતામાં પગલાં માંડતાંરે, તોરણેપતિને અર્પી વરમાળ.
પધારોજી માંડવે, જીયાવરજી ૪

મધુ પર્કથી સત્કાર કીધો, માનુની મંગળ ગાય;
વાગે વાજીંત્ર વિવિધ પ્રકારનાં, જય દંપતિનો ઉચરાય.
પધારોજી. જીયાવરજી ૫

વર કન્યાની જોડી નીરખી વિદ્યા રૂપ ગુણવંત;
વય કુળ ગોત્ર તપાસીનેરે જોઇ આરોગ્ય બળને ખંત.
પધારોજી માંડવે, જીયાવરજી ૬

હર્ષથી સ્વાગત્ કરીને મંડપમાં લઇ જાય;
કન્યા કોડેથી આસન ધરીને, કહે વરને "પધારો મહારાજ."
પધારોજી માંડવે, જીયાવરજી ૭

પરભુભાઇ બ્હા. શર્મા.

## આહુતિ આપતી વખતે ગાવાનું ગીત.

### દંપતિની પ્રભુ યાચના.

( એક લીલી તે લીલડી લીંડી—એ રાગ ).

દંપતિ આપે છે આજ્યાહુતિઓ,
દંપતિ માગે રૂડાં વરદાન—હે ! પરમેશ્વરા.
પ્રભુ વ્રત ધરીએ ગૃહ ધર્મનું,
પળવા કરજો મહા બળવાન—હે ! પરમેશ્વરા.
સૂર્ય પૃથિવી સમ હમ કર્મથી,
વાધો ધાર્મિક શુદ્ધ પરિવાર—હે ! પરમેશ્વરા.
પિતૃ દેવના રૂણ સહુ ફેડીને
(પછી) વની બની થઇએ જ્ઞાનવાન—હે ! પરમેશ્વરા.
ન્યાસ કરી સહુ કામ્ય કર્મના
સાધી આત્મતણું કલ્યાણ—હે ! પરમેશ્વરા.

M. D. M.

---

### સપ્તપદી.

સર્વે સુખ દુઃખોમાં સાથે રહીશું પ્રિયતમ પ્રાણરે
રહીશું પ્રિયતમ પ્રાણ
વસો તમે જ્યાં જેવી રીતે વસીશ વ્હાલા મ્હારા
કહે પહેલે બાળા.
કુટુંબના શિશુ યુવાન વૃદ્ધને રક્ષીશ પ્રિયતમ પ્રાણરે
રક્ષીસ પ્રિયતમ પ્રાણ.
શરીરબળ-મન નિગ્રહશાળી, બનશું સર્વે ભારી
કહે બીજે બાળા.
ભર્તૃ ભક્તિ વસો મમ હૃદયે યાચું હું શીશનામીરે
યાચું હું શીશ નામી
જ્ઞાનવાન પ્રિયભાષી થાઉં, બનું હું તવ અનુગામી
કહે ત્રીજે બાળા.
દુઃખી હશો જો આપ હૃદયમાં, દુઃખણી હુંજ બનીશરે
દુઃખણી હુંજ બનીશ
સુખ દુઃખ સમ ભાગિની થાઉં, સહાય થજો જગદીશ
કહે ચોથે બાળા.

ૠતુ કાળથી પવિત્ર બનીને સેવીશ પ્રિયતમ પ્રાણુરે
સેવીશ પ્રિયતમ પ્રાણ.
સંસ્કારી સંતતિ બનાવી, ઋણ પિતૃનું ફેડી,
કહે પાંચે બાળા.
આ-રાગ્યની વિદ્યા જાણી, રોગો સર્વે ટાળું રે
વ્હેમો દૂર ભગાડું
ૠતુઓના ગુણદોષો જાણી દક્ષપણું દેખાડું
કહે છઠ્ઠે બાળા.
હોમ યજ્ઞ કર્મો આદિમાં, અભિન્ન રાખે ઇશરે
અભિન્ન રાખે ઇશ
મૈત્રી-સખ્ય અવિચળ રાખી, પ્રભુ પ્રસાદ ગ્રહીશ
કહે સાતે બાળા.

M. D. M.

---

## શુભાશિર્વાદ.

( અમે ઇશ્વર માગીએ એટલું—એ રાગ ).

અમે ઇશ્વર માગીએ એટલું
વાધો જગતમાં હે મહાદેવ—ચિરંજીવો દંપતિ.

દેવ—અગ્નિ-પ્રભુ સાક્ષી ઉચર્યાં
પળજો સર્વ (તે) પ્રતિજ્ઞાના મંત્ર—ચિરંજીવો દંપતિ.

ધર્મ ગૃહસ્થીનો દીપજો એમનો
પ્રાશો જીવન તણો સુ પરાગ—ચિરંજીવો દંપતિ.

પંચ યજ્ઞોને સેવીને સર્વદા
સ્થાપો વૈદિક પરિવાર શ્રેષ્ઠ—ચિરંજીવો દંપતિ.

અતિ રિદ્ધિને સિદ્ધિમાં રેલજો
કરતાં મંગળ જગ કલ્યાણ—ચિરંજીવો દંપતિ.

ભવ તરજોને તારજો દીનને
પ્રભુ ભક્ત બની ગુણવાન—ચિરંજીવો દંપતિ.

M. D. M.

# વધુને સખીઓનો ઉપદેશ.

( લીલાવતીએ લખી મોકલ્યારે કાગળ પ્રિતમ પાસ—એ રાગ ).

સરખી સાહેલી સર્વે સાથે મળી કરીએ પતિ
ભક્તિ ગુણ ગાન.
જેના થકી આ વિશ્વમાંરે વધે નિજ આત્માનું જ્ઞાન
પ્રભુ ગણી પૂજીએરે.

આ અવનિમાં અબળાજાતિ માટે નથી ગણ્યો
અવર કોઇ ઇશ.
વેદ શાસ્ત્ર એમ ઉચરે રે નામો પતિ ચરણેતમ શીશ
પ્રભુ ગણી પૂજીએરે.

અલબેલા પતિ પ્રભુ આપણારે સ્થાપો
મન મંદિરની માંહ્ય.
પ્રિતિ પંચામૃતે ચરણ પખાળી ધરો વચન રૂપી પુષ્પમાળ
પ્રભુ ગણી પૂજીએરે.

કેશર કસ્તુરી ચંદનેરે કરો અરચન ધરીને વિવેક.
હેત હિંચોળે બેસાડીનેરે હળુ હિંચોળો ધારીને નેહ
પ્રભુ ગણી પૂજીએરે.

ધારો શ્રંગારનીજ દેહમાં પછી પહેરાવો
પતિ પટકુળ.
ભાવ ધરી વિધ વિધ ભાંતનારે અરપો ભોજનીઆં અનુકુળ
પ્રભુ ગણી પૂજીએરે.

પવિત્ર પ્રેમના પેંડા બરફીને વળી ધારી કચોરી
શુદ્ધ સ્નેહ.
પિરસો અંતરઘટના પ્રેમથીરે માણો સ્વર્ગીય અવિચળ નેહ
પ્રભુ ગણી પૂજીએરે.

—M. P.—

# કન્યાને સાસરે વળાવતી વખતે ગાવાનું ગીત

( મોહનજીએ મોકલ્યું રે મોસાળુ—એ રાગ ).

સલુણીને સાસરે રે વળાવો, સુશીલાજી સાસરે રે સિધાવો;
શાણી સખીયોના શોક સમાવો, સલુણીને—ટેક.

પૂજ્યપાલક માતપિતાજી, ફરે બંધુને બ્હેની બિચારી;
કન્યા સદ્ગુણ રોજ સંભારી—સલુણીને. ૧.

ખેલ્યાં ખાંતે દાદાજીને ખોળે, પૂર્યા કોડ કુટુંબી જનોએ;
બ્હેની જાતાં સ્વજન સૌ રોરે—સલુણીને. ૨.

નાના હૃદયભરો કોઇ બાપુ જ્ઞાન પુત્રી હૃદયમાં સ્થાપ્યું;
ત્હમે રત્ન ઝવેરીને આપ્યું—સલુણીને. ૩.

પુત્રી દેતાં જામાત્રને લાધ્યા, આપ્યા દાનના દોકડા વાધ્યા;
ત્હમે સ્વર્ગ તણાં સુખ સાધ્યાં—સલુણીને. ૪.

બ્હેની માભર આંખ આંસુ એ, દુઃખી માથું વદન મ્લાન થાએ;
એથી અમ હૈયાં ઉભરાયે—સલુણીને. ૫.

રૂષીકુળની રીતિ ધરીને શોધી યોગ્ય સુજનને વરીલે;
પારકાને પોતાના કરી લે—સલુણીને. ૬.

મળે સાગરમાં જેમ સરિતા, ત્હેવી થાતું બ્હાલાની વનિતા;
પ્રાપ્ત કરી લે પતિની પ્રભુતા—સલુણીને. ૭.

બ્હેની મ્હોટાનાં છોરૂ કહાવો, કરી કાર્ય મ્હોટાં બતાવો;
ત્હમે માતની કુળ દીપાવો—સલુણીને. ૮.

સાસુ શ્વસુરને જેઠ. જેઠાણી, ન્હાની નણદીને દિયર દેરાણી,
બ્હાલી સૌમાં ગણાજે તું શાણી—સલુણીને. ૯.

પંચ મહાયજ્ઞ પતિ સહ કરજે, સ્વામી આજ્ઞાને નિત્ય અનુસરજે;
ગૃહસ્થ ધર્મ સદા આચરજે—સલુણીને. ૧૦.

રહેજો કુશળ સદા દંપતિ, વાધો સ્નેહ અને સન્મતિ
દિન દિન પ્રાપ્ત થજો ઉચ્ચગતિ—સલુણીને. ૧૧.

પરભુભાઈ વ્હા. શર્મા